## નોટીસ !

[ જુઓ ચીત્ર, પાનું ૫૩ મું. ]

**પંચોબા**—સાહેબ, શેહાણી હીંદ કહે છે કે આ કોઇ દેખાઇ આવે તેવી જગાએ લટકાવી દેઓ. બોલો, આપણે આ દરવાજા પર લટકાવી દઇએ ?

**હારડીંગોબા** અ-અ પણ-અ—પણ—અ——

[ "પાઇઓનીઅર કોનીકલ" લખે છે કે અનાહુબાદની મ્યુર કોલેજમાં પ્રોફેસર તરીકે કરવામાં આવેલી ન્યુ ઝીલેન્ડવાળા મી૦ પોલની નેમણુંક સામે લાહોરનું એક એરલાખી પત્ર વાંધો લે છે. તે એવી તકરાર કરે છે કે, તાજને તાબેના અને બીજા જે બ્રીટીશ સંસ્થાનો એક મહાન શહેનશાહતની તાબેદાર પ્રજાના જેવા સમાન હકો હીંદીઓને આપવાની ના પાડે, તેમનો આ દેશના કોઇ પણ ઓધાઓ ઉપર હક સ્વીકારવો જોઇતો નથી" * * * "સરકારે ન્યાયને ખાતર હીંદીઓ સામે આમડીનો તફાવત આગળ કરનારા દેશોમાંથી આમ લદારોની આયાત કરવાની સામે મજબુતીથી થવું જોઇએ નામદાર સરકારની હીંદી રઇયત તરફ ધ્યાન પુગાડીને સરકારે હવે આ કાનુન મજબુતીથી અમલમાં મેલવો જોઇએ કે, કોઇ પણ સંસ્થાનવાસીએ આ દેશમાં ઓધાઓ મેળવવાની હવેથી અરજી કરવી નહી ]

[ "હીંદી પંચ," જુન, ૧૯૧૩ ]

---

## સીંધમાં હેવી કૉનગ્રેસ.

[ જુઓ ચીત્ર, પાનુ ૫૪ મું. ]

**હેવી કાનગ્રેસ**—હું સરી નહીં પડું—મારો પગ લપસી નહી જાય તો સારૂ——

**ઓ૦ વીશનદાસ**—એ તો કાદવ કીચડ ફકત સપાટી ઉપર જ દેખાય છે—કોઇ તેમાં ડુબી જાય એટલો ઉંડો નથી. તમે મારીપર વીશ્વાસ રાખો, હું તમોને સહીસલામત અહીંથી લઇ જઇશ.

[ પરદા પાછળ રહી કારી તાણનારા સીંધના કેટલાક મહોમેદનોએ ઉભી કરેલી વીરૂધતા છતા, કરાચી ખાતે હીંદી નેશનલ કોંગ્રેસની બેઠક કરવાનું કામ ઓનરેબલ મી૦ વીશનદાસ અને બીજા મધ્યમ વીચારના કોંગ્રેસવાળાઓના આગેવાની હેઠળ તડામાર આગળ વધ્યું જાય છે ]

[ 'હીંદી પંચ,' જુન, ૧૯૧૩ ]

---

## "ઓફીશીયલ" વટાણા.

[ જુઓ ચીત્ર, પાનું ૫૫ મું. ]

**મી૦ પંચ**—એ શું બનાવે છે, દોસ્ત ?

**જાઈ વીલસોનાદીન**—ઓફીશીયલ સાહેબોના ઉપયોગ માટે વટાણા બાફું છું, સાહેબ. તે ઘણાજ નરમ નરમ ને મજેહના બનાવું છું, સાહેબ !

[ **સીમલા, તા૦ ૧૯ મી જુન.**—બીહારના એક આગેવાન જમીનદાર તીકારીવાળા ઓનરેબલ મહારાજ કુમાર અને વડી ધારા સભાના સઘળા વધારાના સભાસદોએ ઓફીસ છોડતા ઉપપ્રમુખ અને ખજાનચી સર ગાઇ ફ્લીટવુડ વીલસનને ગયા શનીવારે ગ્રાંડ હોટેલમાં એક મેજબાની આપી હતી. આ એક ઘણો ભપકાબંધ અને હુતે હુમંદ મેળાવડો નીવડયો હતો અને તેમાં અમલદારો અને બીજાઓએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો પોતાની સલામતીના જવાબમાં સર ગાઇએ એક બહુ દીલસોઝભરયું ભાષણ કરતાં જણાવ્યુ હતું કે, થોડાક દીવસ પહેલા મારા એક મીત્રે મને સવાલ પુછયો હતો કે:—હીંદમાં સંઘડાયા વીના હું મારી મુસાફરી કેવી રીતે પુરી કરી શકયો ત્યારે મેં તેને આ પ્રમાણે જવાબ આપ્યો હતો: મને એમ લાગે છે કે હીંદમાં પોતાની મુસાફરી પુરી કરતા ઘણાક અંગ્રેજોને જે મુશ્કેલી લાગે છે તેનું કારણ એ છે કે તેઓ પોતાના બુટમાં ઓફીશીયલ વટાણા મેલે છે અને આના સંબંધમાં મેં તેને બે સાધુ પુરૂષોની કથા કહી હતી કે જેઓ પોતાના પગરખામાં વટાણા મેલી કષ્ટ વેઠતા યાત્રાએ નીકળયા હતા. તેઓમાંનો એક બહુ દુઃખી હાલતે યાત્રાને ધામ પહોંચ્યો, પણ બીજો આખા પગે અને હસ્તો પહોંચ્યો. આ ઉપરથી પહેલાએ બીજાને પુછયું, ભાઇ, તારી ઉપર પરમેશ્વરની મહેર દીસે છે કે પગરખાંમાં વટાણા મેળવા છતાં તુ આમ સારી રીતે ચાલી શકે છે. બીજાએ જવાબ દીધો હા ભાઇ, તેમ છે તો ખરૂં, પણ મેં વટાણા બાફયા હતા, નહી તો આટલે દુર સુધી તે રાખી હું ચાલી શકત નહી. તેજ પ્રમાણે મેં પણ મારા ઓફીશીયલદમના વટાણા બાફયા હતા અને તેમને ખુબ તણ નરમ અને મજેહદાર બનાવી દીધા હતા. હું હીંદને ચાહું એ શું કુદરતી નથી ? ]

[ "હીંદી પંચ," જુન, ૧૯૧૩. ]

---

## એક સ્વછંદી કામ—એક સ્વછંદા કાયદો.

[ જુઓ ચીત્ર, પાનું ૫૬ મું. ]

**મીસ સુધારક**—તુ તો ગેડો છોકરો છે, ને તુને બરાબર સપાટા ને ઝપાટા લઇશુ ત્યારેજ તું સુધરશે ! તારી રીતીભાતી સુધારી નાખ, નહી તો—નહી તો—મને તુને ખરતો કરવાની ફરજ પડશે '

[ મી૦ દયારામ ગીદુમલ અને મીસ દીવેટયા વચેનાં એક પરણેતર છુવતી હોવા છતાં બીજી વખતનાં થયલાં લગ્ને સંસાર સુધારાના ખરા હીતેચ્છુઓની આંખ ઉઘાડી છે કે, આનંદ લગ્નનો કાયદો જન્મથી સીખ હોય તેવાઓને માટેજ ઘડવામાં આવેલો હોયા છતાં તેની બાહેરનાઓને સીખ ધરમમા વટલી જઇને એક હયયાત છતાં બીજી પત્ની કરવાની સગવડ કરી આપે છે અને તેમ કરી હીંદુ સમાજને કેવું નુકસાન કરી શકે તેમ છે. કાયદાના આ ભાગને તરત સુધારવાની જરૂર છે. ]

[ "હીંદી પંચ," જુલાઇ, ૧૯૧૩ ]

---

## એકબીજાના ટોટાપર !

**અથવા, બાલકનના લુટારૂઓ લુટની વેંહેંચણી બાબત.**

[ જુઓ ચીત્ર, પાનુ ૫૭ મું. ]

[ બલગેરયનો અને સરવયનો વચે તથા ગ્રીકો અને બલગેરયનો વચે લડાઇ જાગી છે. એકસો સીતેર માઇલની સરહદ ઉપર લડાઇ ચાલે છે. બલગેરયનો અને સરવીયનો વચે બાબનેટો વડે ઝપાઝપી થાય છે, ગ્રીસ સેલોનીકા ખાતેની બલગેરયન ટુકડીના હથીયારો ઉતરાવી તેમને કેદ પકડયા છે, અને સરવયનો સાથેની એક દીવસની લડાઇમાં બલગેરયનોની ખુંહારી છ હજાર જેટલી અડસટવામાં આવી છે ]

[ 'હીંદી પંચ,' જુલાઇ, ૧૯૧૩ ]

---

## જંગલી "બોર" (ડુક્કર) નું ભુકણ.

[ જુઓ ચીત્ર, પાનું ૫૮ મું. ]

**બોર**—જોરે ભાઇ, ખુબ સંભાળમા રહેજે ! એક બોલથી વધારે ચવરયોચ, એક પગલુંથી આગળ ભરયુંચ, તો એમજ જાણ કે તારો પચકરોજ નીકળી ગયો !

[ વસવાટ કરવા જતા હીંદીઓને લગતો નવો કાયદો પોતાને આપવામાં આવેલી કબુલાતોથી ઉલટો અને વધારે આકરો જણાવી મી૦ ગાંધી અને દક્ષીણ આફ્રીકાના બીજા હીંદીઓ તે માટે અસંતોષ બતાવે છે અને સત્યાગ્રહની આગલી લડત પાછી શરૂ કરવાની ધમકી આપે છે. ભાયરો સઘળી વીરૂધતા, પછી તે શાંત સત્યાગ્રહની હોય કે તેજીની હોય, તે સઘળી લોખંડી હાથે દાબી દેવાની વળતી ધમકી આપે છે. ]

[ "હીંદી પંચ, જુલાઇ, ૧૯૧૩. ]

---

## ડુંગર ચહડવાનું મુશ્કેલ કામ.

[જુઓ ચીત્ર, પાનું ૫૯ મું.]

**મોસ્લેમ છોકરો**—આગા સાહેબ, આ ડુંગરને મથાળે પુગતા કેટલો વખત લાગશે?

**નામદાર આગાખાન**—સખત મેહેનતનાં ઘણાંક વરસો, બેટા.

[લંડનની મોસ્લેમ લીગની વારશીક સભાને પ્રમુખસ્થાનેથી એક ભાષણ કરતાં નામદાર આગાખાને જણાવ્યું કે, તાજના સીધા કાબુ હેઠળના સ્વરાજયનો ઉંચ નમુનો સેનત્રલ લીગે સ્વીકારયો છે. તે સઘળા વીચારવંત પુરૂષોને ત્યારેજ પસંદ પડતો થઈ પડે કે જયારે તે ઉંચ આશયને પહોંચવા આગમચ સંબંધ દાહેકાઓ સુધી તે ધરાવનારાઓ પોતાને સુધારવાનો પ્રયાસ ખંતથી ચાલુ રાખે, કેળવણીના ફેલાવા પાછળ મંડે અને કોમકોમો વચ્ચે સંપુરણ મઈત્રી બરપા કરે. પણ ઉતાવળ અને ઉછાછળેપણેથી તે ઉંચ આશયને પહોંચવા સરખો જો તેનો અર્થ કરવામાં આવે તો દેશના ઈતીહાસમાં તેનો ખીઆલ બાંધવાનો દીવસ ખરેખર બહુ કમનસીબ ગણાશે. તે ઉંચ આશયને પહોંચવા પહેલાં લાંબે રસ્તે મુસાફરી કરવાની છે અને તેમાં કદમ દર કદમ આગળ વધવાનું છે.]

["હીંદી પંચ," જુલાઈ, ૧૯૧૩.]

## સરસ્વતીનાં પક્ષીઓનો મીજાસ બરખેલાફ.

[જુઓ ચીત્ર, પાનું ૬૦ મું.]

**મોર નાં૦ ૧** (દીલ્હી ને સીમલાનો)—સરસ્વતીદેવીના મંદીરમાં કોઈબી રાજદવારી પક્ષીઓ ગાનાર (ભાષણ કરનાર) તરીકે ચાલશે નહીજ!

**મોર નાં૦ ૨** (કલકતાનો)—હેંઅં' હેએ' શું' શું' શુઉઉં? 'પોલી—ટીક્સ" નહી'

[કલકતા યુનીવરસીટી સેનેટની એક સભા ગઈ તા૦ ૫ મીએ વાઈસચેનસલર સર અસુતોશ મુકરજીના પ્રમુખપણા હેઠળ મળી હતી, તે વેળાએ એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે, યુનીવરસીટીના લેકચરરોની નેમણુકના સંબંધમાં વડી સરકારે જે નવો નીયમ મુકરર કરવા માગયો છે તે સામે વાંધો લેવો અને ગવરનર જનરલ ઈન કાઉનસીલને એમ લખી જણાવવું કે, રાજદવારી હીલચાલમાં આગેવાનીભરયો ભાગ લેતા જણાયેલા ગ્રહસ્થોને યુનીવરસીટીના લેકચરરો તરીકે નેમવાનું ઈચ્છવા જોગ નથી એમ જણાવી સેનેટે કરેલી ત્રણ લેકચરરોની નેમણુક માટે બહાલી આપવાની ના પાડવામાં સરકારે એક નવીજ રાજનીતી ધારણ કરી છે કે જે વીષે સેનેટને આગમચથી કશી ખબર આપવામાં આવી નહી હતી, તેમજ જે વીષે પોતાના વીચારો દરશાવવાની સેનેટને કશી તક પણ આપવામાં આવી નહી હતી. આ નીયમથી લેકચરરોની નેમણુક કરવામાં યુનીવરસીટીને ગંભીર પ્રકારની ખલલ થશે અને તેથી કેળવણીના લાભો બગડશે આથી પોતાનો મુકાદો ફરી તપાસી જોવાની સેનેટ સરકારને માન પુરવક અરજ કરે છે]

['હીંદી પંચ,' જુલાઈ, ૧૯૧૩]

## ખુબ સપાટા ને ઝપાટામાં!—અથવા બે જબરાં બળની વચ્ચે સપડાઈ ગયલો સરપ.

[જુઓ ચીત્ર, પાનું ૬૧ મું.]

[બલગેરયાને તેના માજી ગોઠયા સરવીઆ અને ગ્રીસે સખત માર મારયો છે અને તેથી તે સુલેહની માગણી કરવા પડયુ છે.]

["હીંદી પંચ," જુલાઈ, ૧૯૧૩.]

## બીસ્માલ્લાહ!

[જુઓ ચીત્ર, પાનું ૬૨ મું.]

**મીયાં તુરકી**—જો! આ ચાલ્યું!

**યુરોપ**—નહી, ખબરદાર, નહી! હું કદી તેમ કરવા દઈશ નહી! હું કદી તેમ ચાલવા દઈશ નહી! કદી—કદી—કદી—

[પોતાના મીત્ર બાલકન રાજયો સાથની લડાઈમાં બલગેરયાની થયલી પડતીનો લાભ લઈ ટરકીએ આખા યુરોપને હંફાવી એદ્રીઆનોપલ ભણી કુચ કરી જઈ તેનો પાછો કબજો મેળવ્યો છે અને જે પોતાનું હતું તે પોતાના સ્વાધીનમાં પાછું લીધું છે. લંડનના કોલકરારોની શરતો મુજબ એદ્રીઆનોપલ બલગેરયાને આપવાનું ઠરયું હતું]

["હીંદી પંચ," જુલાઈ, ૧૯૧૩.]

## ખેતરનાં કામપર.

[જુઓ ચીત્ર, પાનું ૬૩ મું.]

**ખેડુત વીલીંગડોન્યા**—આ બળદની જોડી સાથ ધણી પોતે જો ખેતરમાં પ્રમાણીક મહેનત કરે તો તે સારા પાકની આશા વાજબી રીતે રાખી શકે.

[પુણા ખાતે ગયા સોમવારે (તા૦ ૨૮ મી જુલાઈ) થયલી ધારાસભાની બેઠક વેળાએ નામદાર ગવરનર લોર્ડ વીલીંગડનને પહેલી વાર પ્રમુખસ્થાન લીધું હતું. સઘળા સભાસદોને અંતકરણપુરવક અને દીલોજાનીભરેલો આવકાર દેતા તેઓ તરફની તેવીજ દીલોજાન ભરી મદદ અને સહાયતા મેળવવાની ખાહેશ તે નામદારે પ્રદરશીત કરી હતી. કાઉનસીલના સરવેથી જુના સભાસદ તરીકે સર ફીરોઝ શાહ એમ૦ મહેતાએ પોતાના ગોઠયાઓ તરફથી તે નામદારને ઉંડો અને દીલોજાનીભરેલો આવકાર દેતાં જણાવ્યું કે, "મારા લોર્ડ આ દેશમાં તમો પધારયાને બહુ થોડો વખત પસાર થયો છે, પણ તે થોડા વખતમાં પણ અમોએ જોઈ લીધું છે કે આ સરકારના વડા તરીકે ભારે દીલસોજી અને ઉદાર નીયમો ધરાવતો અને ઈંગ્લંડની જાહેર અને પારલામેન્ટરી જીંદગીની મહાન શાળામાં ઉછરેલો એક રાજદવારી મેળવવાને અમો ભાગ્યશાળી થયા છીએ."]

["હીંદી પંચ," આગસ્ટ, ૧૯૧૩.]

## પેલો "બરગ્લર" (લુતારૂ) કુત્રો!

[જુઓ ચીત્ર, પાનું ૬૪ મું.]

"મદદ કરો' મદદ કરો! કોઈ મારી મદદે આવો! આ બધાઓ મારો ખુક લુટી ખાય છે!"

[બલગેરીયાની ભારે કાકલુદીથી પાંચ દીવસ સુધી લડાઈ તહકુબ રાખવામાં આવી છે અને સુલેહના સંદેશા બુખારેસ્ત ખાતે ચાલુ થયા છે ગ્રીસ, સરવીયા અને રૂમાનયાએ હેલ્લી બાલકનની લડાઈની લુટનો વધારે મોટો ભાગ બલગેરીયા પાસથી પડાવી લેવાનો ઠરાવ રાખ્યો છે. ટરકી તો અત્યાર આલમજનું એદ્રીઆનોપલમાં પાછો પધારો માંડીને બેઠું છે]

["હીંદી પંચ," આગસ્ટ ૧૯૧૩.]

## ઈનસાફ દેવી પોતાનો ઠરાવ જાહેર કરે છે.

[જુઓ ચીત્ર, પાનું ૬૫ મું.]

**મીં૦ પંચ**—તમારી ઢાલપર આ કેવા ડાઘ છે કે, ફાંસીની સજા પામેલાઓએ દયા માટે કીધેલી અરજીનો ચહડતા સવીવાળાઓ નીકાલ કરે તે સારૂ થોભવા વીના તેઓને લટકાવ દેવામાં આવે છે'

**ઈનસાફ દેવી**—એ ડાઘ હું સંપુરણપણે ધોઈ નાખવા માટે ઠરાવ ભરી થઈ છું, મીં૦ પંચ' મારા નામ અને આબરૂની સાથ હું હવે વધુવાર ચેડા કહાડવા દેવાનીજ નથી'

[લંડન, તા૦ ૫ મી આગસ્ટ—આફ્રીકાના જમીનદારોને કરવામાં આવેલી ફાંસીની સજાને લગતો પત્ર વેવહાર પ્રગટ થયો છે. તે ઉપરથી જણાય છે કે હીંદી પ્રધાન લોર્ડ ક્રુએ તા૦ ૧૧ મી જુલાઈને દીને અરજીઓ મોકલવાને લગતા કાનુનોમાં કેટલાક સુધારાઓ સુચવ્યા હતા અને તા૦ ૨૫ મી જુલાઈએ સર જોન હયુએટ તરફનો લંબાણ ખોલાસો હીંદી સરકાર ઉપર એવી ટીકા સાથે મોકલી આપયો હતો કે, સર જોન હયુએટે એ બાબત ઉપર સંભાળપુરવક લક્ષ પુગાડયુ હતું અને સુચનાઓ પ્રમાણે અમલ કરવા જોઈ પ્રમાણીકપણે પોતાની ફરજ અદા કરવાની એકલી નેમથી પોતાની મુનસફીનો ઉપયોગ કરયો હતો તે વીષે મારા મનમાં જોકે જરાપણ શક નથી, તોપણ હું હજીએ આ અભીપ્રાયને વળગી રહુ છુ કે સજા તહકુબ રાખી એ બાબત હીંદી સરકાર ઉપર મોકલવાનું વધારે ડહાપણભરયું થઈ પડત.]

["હીંદી પંચ," આગસ્ટ, ૧૯૧૩.]

## તાંપી રહેલી આતુર આંખો.

[જુઓ ચીત્ર, પાનું ૬૬ મું.]

**કુત્રો આઈ૦ સી૦ એસ૦**—બાઉ-વાઉ' બઉ-વાઉ' બાઉ-વાઉ-વાઉ'

**ખાનસમા મોનટેગ મીયાં**—જરા ધીરજ, બેટા આસ્તે આસ્તે, 'ધીરે ધીરે, વધુ ને વધુ ખાતો જા' હાલ તુરત તો જેટલું છે તેટલાપર શુકરાના કર'

[આમની સભામાં હીંદી બજેટ ઉપર ચાલેલી તકરાર દરમીઆન હીંદી સનદી નોકરીની ફરયાદ વીષે બોલતા મી૦ મોનતેગ્યુએ જણાવ્યું કે સનદી નોકરીને લગતી ત્રણ ફરયાદો ધ્યાન લેવા જેવી છે, પહેલી, પગારને લગતી આ ફરયાદ ઘણી અગતની છે અને તે સંબધી તપાસ ચલાવવા નેમાએલાં કમીશનને આ સવાલ સંપુરણ તપાસ ચલાવવા લાયકનો છે. જરૂર જણાય તો હાલના ફેરવાયલા સંજોગોને પુરતો પગાર ઠરાવવા અને બજાવેલી સેવાને પુરતા પેનશન ઠરાવવાની તજવીજ બલાનણ કરવી જોઇશે.]

['હીંદી પંચ,' આગસ્ટ, ૧૯૧૩]

## વીદયા દેવીની હજુરમાં.

[જુઓ ચીત્ર, પાનું ૬૭ મું.]

દેવી—બેટા, કલ્યાણ, તારૂં ને તારા બચ્ચાંઓનું!

[કલકતા યુનીવરસીટી સેનેટની શનીવાર તા૦ ૧૬ મી આગસ્ટે મળેલી ખાસ સભામા ડાકટર રાશ બીહારી ઘોસની ઉદાર માંગણી આભાર સહીત સ્વીકારવાનો ઠરાવ કરવામા આવ્યો હતો. સભામાં વાઇસ ચેનસલર સર આશુતોશ મુકરજી, સર ગુરૂદાસ બેનરજી, બગાલની કારોબારી કાઉનસીલના સભાસદ આનરેબલ મી૦ લાયન અને પ્રોફેસર સ્તીવને જાણવા લાયક અને જુસ્સાદાર ભાષણો કરતાં ડાકટર રાશ બીહારી ઘોસે બતાવેલા જાહેર જુસ્સાની ભબજ તારીફ કીધી હતી. વાઇસ ચેનસલરે સભા સનમુખ જાહેર કરયુ હતુ કે, નામદાર વાઇસરોય, લોર્ડ કારમાઇકલ અને સર હારકોરટ બટલરે ઘણાજ માયાળુ શબ્દોમાં દીલોજાનીભરેલા મુબારકબાદી ઇચ્છનારા સદેશા મોકલી આપ્યા છે.]

["હીંદી પંચ," અગસ્ટ, ૧૯૧૩]

## એકજ હવાડે પાણી પીતાં પ્રાણીઓ.

[જુઓ ચીત્ર, પાનું ૬૮ મું.]

**બ્રીટાન્યા**—કેવી અજાયબી!

**હીંદ**—કહો કે, કેવો ચમત્કાર'

[હીંદી બજેટ વીષેના એક રાજદવારીને છાજતા ભાષણમાં મદદનીશ હીંદી પ્રધાન મી૦ મોનતેગ્યુએ જણાવ્યું હતું કે, હીંદનો સવાલ તે કાંઇ તેના આરથીક વધારાને લગતો વધતી જતી આબાદીને લગતો કે નવી જાહેર ઇમારતો પુરી પાડવાને લગતો, સવાલ નથી. વળી તે કાંઇ રાજતંત્ર ચાલાક બનાવવાને લગતો સવાલ પણ નથી તે તો હકુમત અને પરસ્પરની સહાયતાને લગતો એક હીંદીને સારૂ તેના પોતાના દેશમા વધુ તકો પુરી પાડવાને લગતો અને સ્થાનીક સ્વરાજ્ય અને રાજકારોબારમા તેની લાયકાત ખીલવી વધુ પ્રમાણમાં તેની મદદ મેળવવાને લગતો સવાલ છે * * * કોમીભેદને અનુસરી સરકાર અને રઇયત વચ્ચે મજબુત ભેદ જાળવવાનો જુનો જમાનો હવે સદાને માટે વહી ગયો છે ભવીશનો મુદ્રાલેખ પરસ્પરની સહાયતાનો છે. આપણે આગળ વધવાની કબુલાત આપી છે અને આપણે આગળ વધવા માંગીએ છીએ, પણ તે આગળ પગલાં મક્કમપણે અને ડહાપણથીજ ભરવાં જોઇએ]

["હીંદી પંચ," આગસ્ટ, ૧૯૧૩.]

## દુ:ખીઓની મદદે સખાવતની દેવી!

[જુઓ ચીત્ર, પાનું ૬૯ મું.]

**દેવી અન્નપુરણા**—મારા બચ્ચાંઓ, નાશકારક રેલમાં તમોએ તમારૂં સરવસ્વ ખોહયું છે, પણ તમોએ મને તો ખોહી નથી! મારી તરફ જુઓ, હું અહીં તમને મદદ કરવા અને દીલાસો દેવા ઉભી છુ.

[દામોદર નદીવાળી રેલની આફતથી બંગાળના પાંચ જીલા બરદવાન, હુગલી, હાઉરા, મીદનાપોર અને બાકુરા ખાતે ભારે ખરાબી થઇ છે આખાને આખાં ગામડાંઓ અને ઉભા પાકો સદંતર નાશ પામ્યા છે, સેંકડો ઘરો તુટી પડયાં છે અને આખાં દેશમાં ભારે ત્રાસ વરતી રહયો છે સંકટ નીવારણારથે કલકતાના શહેરીઓની એક જાહેર સભા ગયા શુકવારે (તા૦ ૨૨ મી આગસ્તે) ત્યાંના ટાઉન હોલમાં બંગાળના નામદાર ગવરનરના પ્રમુખપણાં હેઠળ મળી હતી, જે વેળા ભાષણ કરતાં તે નામદારે જણાવયું હતું કે, સરકાર પોતાથી બની શકતી દરેક મદદ આપશે, પણ આવી વેળાએ ખાનગી શહેરીઓએ અગતજોગા સાધનો પુરાં પાડવાં જોઇએ કલકતા એક કામધધાવાળુ વ્યવહારૂ શહેર છે. માટે આ સભાએ દેખાડી આપવુ જોઇએ કે, આફતમાં ગરક ગયલાઓ પ્રત્યે દીલસોજી બતાવવા અને સારો વખત આવી લાગે ત્યાં સુધી તેમને થોડી ઘણી સગવડ સાથે નીભાવી લેવામાં તે પછાત પડે એમ નથી આપણી એક ફરજ નાણાં ભેગાં કરવાની છે. મારી ટેહેલ લેવા પહેલાં મારે તમને જણાવવુ જોઇએ કે નામદાર વાઇસરોયે ફંડમા રૂપયા એક હજાર ભરવા જણાવયું છે તે નામદારની આ શરૂઆત હું શુકનવંતી ગણુ છું એટલુંજ નહી પણ મને ભરૂસા છે કે બીજાઓ માટે તે સાચા દાખલારૂપ થઇ પડશે.]

['હીંદી પંચ," આગસ્ટ, ૧૯૧૩]

## પેલો બલગર ('વલગર') પોરીયો!

[જુઓ ચીત્ર, પાનું ૭૦ મું.]

**બલગર**—મને લુટી લીધો! મારૂ ચોરી લીધુ' મારી પોતાની મતા બધી ઝુંટવી ગયા! અને તુ બસ મુગી મંતર થઇને ઉભી છે ને મારી તરફથી એક આંગલી વટીક ઉચકતી નથી!

**યુરોપા**—તે હું કંઇ તુને આગમાથી કહાડવા માટે મારા આગલા દઝાડવાની નથી, બાપું!

[ટરકીને એદ્રીઆનોપલનો કબજો જાળવવા દેવામાં આવે એવો સંભવ દરરોજ વધતો જાય છે એકસ પીરી ટરકીને જોઇતા નાણાં સંબંધી મદદ આપવામા ઘુમ પડાવવાની બાજી ફાવે એમ લાગતુ નથી જે ફ્રેનચ નાણાં રોકનારાઓને અત્યાર સુધી ભારે ખમવુ પડયુ છે અને જેઓએ રશયાના રાજદવારી વીચારોને ખાતર ભારે ભોગો આપ્યા છે તેઓ હવે વધુ બોજો ખમવાને નારાજ છે]

["હીંદી પંચ," આગસ્ટ, ૧૯૧૩.]

## ગળાંનો હાર (વીલાયતી 'પેટરન' નો).

[જુઓ ચીત્ર, પાનું ૭૧ મું.]

**ઝવેરી હારડીંગભાઈ**—કેવો શોભીતો છે? કેવો સુંદર ને સરસ છે' એની 'પેટરન તો જુઓ! બેગમ સાહીબાનું ગળું બે ઘડી શોભીજ રહેશે!

**બેગમ સાહીબા**—ખરૂ, પણ મને તો બીજી 'પેટરન' ગમે છે. હીંદીને હીંદી 'પેટરન' વધારે શોભી નીકળશે.

[અલાહબાદના સુપરીનટેનડીંગ એનજીનીયર મી૦ આરટલે ઇન્ડીયન એસોસીએશન સનમુખ એક ભાષણ આપતા જણાવ્યુ હતું કે, હીંદની હાજતો માટે હીંદી શીલ્પકળા સરવેથી વધારે લાયક છે અને પરદેશી કળાઓ આયાત કરવામા આપણે કશો લાભ લઇએ કે નહી તોપણ તે સઘળી ઉપર સેવટે હીંદી કળાજ ફાવી નીકળવાની એવી મારી ખાતરી થઇ છે આયાત કરેલી કળાઓ કરતાં તે કાંઇ વીશેષ ખરચાળ નથી અને વળી સઘળી અરવાચીન હાજતો માટે તે પુરતી થઇ પડે તેમ છે. દેહલી ખાતે હીંદી કળાને ઉતેજન આપવાની હાલ જે અનુપમ તક મળી છે તેનો પુરેપુરો લાભ લેવો ઘટે છે. હું આશા રાખુ છું કે, મેસરસ લુટ્યન્સ અને બેકર જેઓ એ કામ ઉપર રોકાયા છે, તેઓ આગ્રા અને ફતેહપુર શીખરી ખાતે જાતે જઇ એ કળાનો અભયાસ કરશે અને એટલું તો સ્વીકારવાની જરૂર જોશે કે, કલકતા માટે પલાડીયન રૂઢી અને મુંબઇ માટે ગોથીક રૂઢી ભલે એટલી લાયક થઇ પડી હોય, તોપણ દેહલી જેવાં હીંદના મધ્યમાં આવેલાં અને તેની સરવથી પવીત્ર દંતકથાઓથી ભરપુર શહેર માટે એ બેમાંની એક પણ ઢબ લાયક થઇ પડશે નહી.]

["હીંદી પંચ," આગસ્ટ, ૧૯૧૩.]

## એક અસલી કથાનું નવું રૂપાંતર.

[ જુઓ ચીત્ર, પાનુ ૭૨ મું ]

**બળદો**—અરે આ એ કુત્રો અહીં નહીં હોય તો આપણને કેવી ઉજાણી કરવાની મળી જાય!

**ચોકીબાન કુત્રો**—બાઉ, વાઉ, વાઉ-ઉ-ઉ-ઉ!

[ગયે અઠવાડયે હીંદી ખજાનચી સર વીલીઅમ મેયરે હીંદી સરકારના રોકડ પુરાંતના ઉપયોગના સવાલ વીષે મુંબઇની ચેમબર ઓફ કોમરસની કમીટી સાથે મસલહત ચલાવી હતી. તે વેળાએ ચાલેલાં કામકાજ ઉપર ટીકા કરતાં મી૦ દીનશા વાચ્છા 'બોમ્બે ક્રોનીકલ' માં તદન વાજબીજ સવાલ પુછે છે કે, "જેઓ સરકારી તીજોરીની રૂપ્યા બે કરોડની ફાજલ પુરાંતનો અવારનવાર લાભ મેળવવાને ધરતી ને આસમાન એક કરે છે, તેઓમાં શું એટલો વેપારી સહાસ નથી કે, રૂપ્યા પચાસ લાખની માયમસરની થાપણ સાથની એક બેંક સ્થાપીત કરી વરસોવરસ વધતા જતા વેપારની વધતી જતી હાજતો સંભાળી લે? તેઓ હરકયુલીસની મદદ શા સારૂ માગે છે અને સરકારી કાખઘોડી સારૂ શાના હાકે છે? અડેલા પઇડાને ખભું મારી જે વેપારી અને શરાફી બુધી માટે લંડન આટલું મશહુર બન્યું છે અને જેને લીધે તે હાલના વખતનું ખરેખર નાણાંની બહોળી ઉથલપાથલ કરનારૂં બેબીલોન અને દુન્યામાં આટ અને હુંડીનું મ ... થઇ પડયું છે, તે શું તેઓ દેખડાવી નહીં શકે? જે જોધાઓ હીંદી ખજાનચીને ભેટી પોતાના કહેવાતા રોદરા રડયા હતા તેઓ એવી એક બેંક સ્થાપવા માટે પુરતું બળ અને લાગ વગ ધરાવે છે. ગ્રાહમો અને તેમના જેવા બીજા સંબંધ એવી એક બેંક ઉભી કરવા માટે પડેલા છે. મારો માનવંત મીત્ર સર ચારલ્સ આરમસ્ટ્રોંગ પોતાની નાણાં સંબંધી કુશળતાથી ચાહે તો એકજ હાથે એ કામ પાર પાડી શકે"]

["હીંદી પંચ," સપટેમબર, ૧૯૧૩.]

---

## રેતીના કીનારાપર ચાલતો હળ.

[ જુઓ ચીત્ર, પાનું ૭૩-૭૪ મું.]

**મી૦ પારસી પંચ**—શું બા, ખેતી કરો છો કે? ને રેતીનો કીનારો ખેડો છો? ગ્રહસ્થો, એ તો તદન નીરઉપયોગી કામ છે! મેહેનત ને ઉતસાહનો બધો ફોકટ ખરચ છે! તમારી રીતી ફેરવો, ને સાયનટીફીક ઢપપર ખેતી કરવાનું ચાલુ કરી કોઇ ફળદરૂપ જગાપર હળ ચલાવો, કે સારો પાક થાય ને સારો નફો થાય, ને ફર્સ્ટ ક્લાસ ખેડુતો તરીકે તમારી આટ ને કીરતી વધે.

[ બેજું અને થાપણ ધરાવતા પારસીઓને નામદાર ગવરનર લોર્ડ વીલીંગડનને પગલે ચાલી તે નામદારે ગણેશખીંડના મંડળમાં સ્થાપેલી ગોશાળાની માફક શાસ્ત્રીય પધતી ઉપર ખેતી કરવાની સુચના કરવામાં આવી છે.

મુંબઇની પારસી પંચાયતના ફંડો જે રૂપ્યા સાઠ લાખ જે ટલા છે, તેમનો વહીવટ સાત ટ્રસ્તીઓ (સર જમશેદજી જીજીભાઇ, મી૦ જમશેદજી ખરશેદજી જમશેદજી, મી૦ બમનજી દીનશા પીટીટ, સર કાવસજી જેહાંગીર, મી૦ એચ૦ એ૦ વાડયા, મી૦ નવરોજી જે૦ ગામડયા અને મી૦ એમ૦ પી૦ ખરેધાત) જે જુનાં ખખ ધોરણ ઉપર ચલાવે છે, તે ધોરણ પારસી જેવી કેળવાયલી કોમને શોભા લગાડનારૂં ગણવામાં આવતું નથી.]

["હીંદી પંચ," સપટેમબર, ૧૯૧૩.]

---

## જૅક અને જાયન્ટ.

[ જુઓ ચીત્ર, પાનું ૭૫ મું.]

**જૅક**—તુને છુટો પાડવા હું અહીં ઉભો છું! જોજે, બચ્ચા, હું તેમ કર્યા વગર રહું તો!

**જાયન્ટ**—અને અહીં હું તુને હંકાળવા ઉભો છું! જોજે, બચ્ચા, જેમ એક સદી થયાં હું કરતો આવ્યો છું તેમ હું નહીં કરૂં તો મારૂં નામ નહીં!

[ન્યાય અને કારોબારી ખાતાંઓ છુટાં પાડવાના સવાલ ઉપર દેશના સઘળા ભાગોમાંથી હીંદી પ્રજામત એકવાર ફરીથી મજબુતીથી જાહેર પાડવામાં આવે છે. તેના સંબંધમાં મદ્રાસ અને મુંબઇ ખાતે સોમવાર, તા૦ ૩૧ મી આગસ્ટ અને શનીવાર તા૦ ૬ ઠી સપટેમબરને દીને પ્રજાની જાહેર સભાઓ ભરવામાં આવી હતી, જે વેળાએ એ સુધારાની તાકીદે હીમાયત કરનારા મજબુત ઠરાવો પસાર કરવામાં આવયા હતા ]

["હીંદી પંચ," સપટેમબર, ૧૯૧૩.]

---

## એક આબાદ ફટકો.

[જુઓ ચીત્ર, પાનું ૭૬ મું.]

**પ્રેસ એક્ટ**—"આહ! ઓહ! આ તો મારી ઉપર સઉથી નીરદયાળુ કાપ છે!"

["મકદુન્યામાં આવો અને અમને મદદ કરો" એવે નામનું ચોપાન્યું છાપાને લગતા કાયદાની બારમી કલમ પ્રમાણે સરકારમાં જપત કરવાના હોકમ સામે દેહલીના "કોમરેડ" અને "હમદરદ" પત્રના અધીપતી અને માલેક મી૦ મહમદઅલીએ કલકતા હાઇ કોર્ટની ખાસ બેન્ચને કરેલી અરજનો ચુકાદો નામદાર વડા જજ અને જજો મેસરસ સ્તીવન અને વુડરોફે ગઇ તા૦ ૧ લી સપટેમબરને દીને આપ્યો હતો. નામદાર વડા જજ સર લોરેન્સ જેનકીન્સે ઠરાવ્યું કે, છાપાને લગતા કાયદાની રૂયે સરકારે કહાડેલી જપતીના હોકમની વચ્ચે આવવાનો હાઇ કોરટને અખીકાર નથી. તેમ કરતાં તે નામદારે છાપાને લગતા કાયદાની કેટલીક બહુ બહોળી કલમો વીરૂધ વાજબીજ ટીકા કરી હતી અને ચોથી કલમના સંબંધમાં બોલતાં જણાવયું કે,—તેની રૂયે લેવામાં આવેલી સતા બહુ બહોળી છે અને તેની ભાષા ઇનસાનની ચાલાકી બનાવી શકે એટલી વીસ્તીરણ છે. તેમાં એક તરફ ચોકસપણાંના સઘળા જુદા જુદા તબક્કાઓથી તે બીજી તરફ અશકયપણાની હદ સુધીના સઘળા તબક્કાઓનો સમાવેશ થઇ જાય છે એક ચંચળ ભેજું આ કલમનો અર્થ કાઢવામાં કઇ હદ સુધી જઇ શકે તે કલ્પવું પણ મુશ્કેલ છે. ખરેખર પસંદ કરવાજોગ હોય એવાં લખાણોનો પણ તેમાં સમાવેશ થઇ શકે. બીજાઓની કંગાળયત અને નાબેશીમાં મજાહ માનનારા પ્રજાના હલકા વરગ ઉપર કરવામાં આવેલા હૂમલાને પણ તેની બહોળી જાળમાં સપડાવી શકાય. એક વરગની તારીફ કરવા જતાં પણ તેના સપાટામાંથી મુકત રહી શકાય નહીં. સાધારણ રીતે જે સઘળું સાહીત્ય બહુ નમુનેદાર ગણાતું આવયું છે તે ઘણુંખરું પણ વગર શકે તેના સપાટામાં લઇ શકાય ]

["હીંદી પંચ," સપટેમબર, ૧૯૧૩.]

---

## ખરા ભાવથી.

[ જુઓ ચીત્ર, પાનું ૭૭ મું.]

**દેવી હીંદ**—પંચોબા, ખુશાલીના, આનંદના, ખુશખબરતીના સમાચાર છે! આપણા નામવર શાહનશાહનો બેટો પ્રીન્સ ઓફ વેલ્સ શહેનશાહતની મુસાફરીએ નીકળે છે. મને તો આશા છે કે મારી મુલાકાત લેવાને એ ચુકશે નહીં.

**હીંદી પંચ**—ચુકવાનો તો એ નથીજ, તે માટે તો, દેવી, તમે ખાત્રીજ રાખજો! તે પોતાના માનવંત પીતાની માફક તમોને મળવાને ખચીતજ ઘણો ઘણોજ ખુશ થશે.

**દેવી હીંદ**—અને જયારે તે મારે ઘરે પધારશે ત્યારે તેને હરખભેર આવકાર દેવાને હું પણ ઘણીજ ઘણીજ ખુશ થઇશ.

[ વરતમાનપત્રો ખબર આપે છે કે, નામદાર પ્રીનસ ઓફ વેલ્સ ડીગ્રી માટેનો અભ્યાસ પુરો કરવા સારૂ ૧૯૧૪ ની સમર ટરમની આખેરી સુધી ઓકસફર્ડ ખાતે રહેશે તે બાદ ૧૯૧૫ ની વસંત ઋતુમાં તે નામદાર પોતાના ભાઇ શહાજાદા આલબરટ સાથે એક વરસ સુધી શહેનશાહતને પ્રવાસે નીકળશે. નામદાર શહેનશાહે એવી ખાહેશ દેખાડી છે, કે નામદાર પ્રીન્સ જે પરગણાંમાં પોતાનું રહેઠાણ કરવા ઇચ્છતો હોય તેના ઘાડા સમાગમમાં તેણે આવવું જોઇએ.]

["હીંદી પંચ," સપટેમબર, ૧૯૧૩.]

---

## "ઈન્ડસ્ટ્રીયલ વર્કશૉપ" માં.

[ જુઓ ચીત્ર, પાનું ૭૮ મું. ]

પંચ બાપુ–અરે ભાઇ કાકા, આ શું કરે છે? એમાં તે આવી ફાંચડ શેની ઘુસાડે છે? એને કાંઇ એવી ફાંચડની જરૂર નથી!

સુતાર કારમાઈકલ–પણ બીજાઓ ધારે છે કે એની જરૂર છે.

[ મુંબઇ ઇલાકાની મોસ્લીમ લીગની કાઉનસીલની સભાએ કલકતા કોરપોરેશનમા ત્યાના એસ્લામીઓને ચુંટણીનો અલાહેદા હક આપીને તેમની લાંબા વખતની ફરયાદ દુર કરવાના બંગાલની સરકારે કરેલા ઠરાવ માટે તેનો ભારે આભાર માનયો છે. વળી વડી ધારાસભામાં પુછાયલા એક સવાલના જવાબમાં જે એમ જણાવવામાં આવ્યું છે કે મ્યુનીસીપલ અને જીલ્લાબોરડોમાં એસ્લામીઓને અલાહેદી ચુંટણીનો હક આપવાના સવાલ વીષે વડી સરકાર હાલ વીચાર ચલાવે છે તે માટે તે નામદારનો પણ આભાર માનવામા આવ્યો છે ]

[ "હીંદી પંચ," સપટેમબર, ૧૯૧૩ ]

## એક અતી ઉતમ ખાણું.

[ જુઓ ચીત્ર, પાનું ૭૯ મું. ]

મી॰ પંચ-ખાનસામા, તુમને કમાલ કી હય' લંબી મુદતસે બોહોત ઉમદા ખાના પકાયા હય' 'મીતુ' તો બોહોત બોહોત ખુબ, બોહોત અચ્છા હય!

ખાનસામા હારડીંગદીન–આપ જો ખુશ હુવે તો હમકુ ઇનામ સબ મીલ ગયાજી!

[ વડી ધારાસભાની ગઇ તા॰ ૧૭ મીએ થયલી બેઠક વેળાએ દેશના સ્થાનીક અને પરદેશીને લગતા સવાલ વીષે નામદાર વાઇસરોયે કીધેલું ઉમદા ભાષણ ભારે ઉલટ સાથે વાચવામા આવ્યુ છે અને છાપામાં તેની જાજાલ તારીફ થવાઇ છે. ]

[ "હીંદી પંચ," સપટેમબર, ૧૯૧૩ ]

## નાળીયો મારે છે કુદકરાઃ

અથવા, લોહીના તરસીયા શીકારીએ કમબખતોનો કીધેલો સેકાર'

[ જુઓ ચીત્ર, પાનુ ૮૦ મું. ]

[ કેટલીક સ્વદેશી હીંદી બેન્કો માટે અણીની પીક જેવો જે વખત આવ્યો છે તે વીષે વેપારી અને ધંધાદારી વરગોમાં તેમજ લાગી પડેલી બેન્કોના આસામીઓ અને ડીપોઝીટરોમાં ભારે ચકચાર ચાલી રહી છે પીપલ્સ અને અમરીતસર બેંકોની પુઠે ક્રેડીટ બેંક, આલાયન્સ બેંકીંગ કંપની અને હીંદુસ્તાન બેંકે પણ નાણું આપવાનુ બંધ કીધું છે એમ જણાવવામાં આવે છે કે મોટે ભાગે સટાને લીધે અને થોડે ભાગે પંજાબમા પ્રથમ લાગેલા આંચકાના ગભરાટને લીધે હાલનો બારીક મામલો ઉભો થયો છે.]

["હીંદી પંચ," અકટોબર, ૧૯૧૩.]

## મીયાં તુરકી પાછા અસલી રાહપર આવતા જાય છે!

[ જુઓ ચીત્ર, પાનું ૮૧ મું. ]

મીયાં તુરકી–ચાલો, મી॰ ગ્રીક, મુગા મુગા ડાહયા ઉહરા થઇ જાઓ ને મારૂં કહયુ કરો, નહી તો—નહી તો—એમજ સમજો કે ઊકું ઉડયું!

[ [illegible], તા॰ ૨ જી અકટોબર,—ડાકુલાના અનામત સીપાહોને ત્રણ દીવસમાં તઇયાર થઇને જઇ મળવાનો હોકમ ફરમાવવામાં આવ્યો છે. હાલનો અંધન મામલો ધ્યાનમાં લઇને ગ્રામકીય સુલેહ માટેનાં સઘળાં બાબતો સાચવવાના દરેક ઉપાય લઇ રાખ્યો છે. ઇજીપનના ટાપુઓમાના કેટલાકનો પાછો કબજો મેળવવાના ટરકીના દાવાથી મામલાએ વધારે ગંભીર રૂપ લીધેલું લાગે છે. બાકી બધે સમજુતીની ગોઠવણ થવામાં લાગતાઓ અને બાકી રહેલા જ નજીવા મુદાઓને બદલે સંદેશાનો મુળ આધારજ હવે ફેરવી નાખવાની કોશેશ કરવાનો ગ્રીસ ટરકી ઉપર આરોપ મેલે છે. ગ્રીસ બાકી રહેલા મુદ્દાઓ વીષે તકરાર ચલાવવાને તઇયાર છે, પણ ઇજીયનના ટાપુઓનો સવાલ ફરી ઉઘાડવાને તે ઘસીને નાપાડે છે.]

[ "હીંદી પંચ," અકટોબર, ૧૯૧૩. ]

## દરવાજો બંધ!

[ જુઓ ચીત્ર, પાનું ૮૨ મું. ]

[ કેનેડામાં વસતા હીંદીઓ તરફ દીલસોજી બતાવવાને એક સભા થોડા દીવસ પહેલા સીમલા ખાતે મળી હતી કેનેડાની સરકારે એક કાયદો બાંધી એમ ઠરાવ્યું છે કે હીંદથી સલંગ ટીકેટ લઇ જેઓ પરબારા આવે તે સીવાય બીજાઓને કેનેડામા દાખલ થવા દેવામા આવશે નહી આ કાનુનને લીધે ત્યાં જઇ રહેલા હીંદીઓ પોતના સ્ત્રી બાળકોને બોલાવતાં અટકી પડયા છે, કેમકે હીંદ અને કેનેડા વચ્ચે સલંગ સ્ટીમરો ફેરતોજ નથી. આનરેબલ મી॰ સુરેનદ્રનાથ બાનરજી મુદાસર પુછે છે કે "કેનેડા જે શાહનશાહતનો એક ભાગ છે તેમાં દાખલ થવાના આપણા હકનો શું ઇનકાર કરવામાં આવશે? પરદેશી સરકારોની યુરોપીઅન રઇયત જોઇએ એટલી સંખયામાં ત્યાં જઇ શકે, ચીનાઓ અને જેપનીઓ પણ સેંકડોની સંખયામાં ઉતરી પડે તેનો મુજાકો નહી, પણ નામદાર શહેનશાહનાં હીંદી રઇયતથી ત્યાં જવાય નહી જો આમજ હોય તો પછી માતુશ્રી મહારાણીના યાદગાર ઢંઢરાની રૂએ આપણને એકસરખો રાજદ્વારી દરજો આપયો છે તેનુ શુ? આ સ્થીતી સહન થઇ શકે તેવી નથી અને તે સ્વીકારી શકાય નહી માતુશ્રી મહારાણીના ઢંઢરાનો ટેક સાચવવોજ જોઇએ. હાલની સ્થીતી વીષે તપાસ ચલવી રીપોરટ કરવાને સ્વરાજય ભોગવતાં સંસ્થાનો ખાતે અમલદાર અને પ્રજાકીય પ્રતીનીધીઓનું એક ભેગુ કમીશન ડેપ્યુટેશન તરીકે મોકલાવવુ જોઇએ, કે જેથી પહેલે હાથની સતાવાર અને ભરૂસેદાર ખબર મેળવીને સરકાર આગળ પગલા ભરી શકે"]

[ "હીંદી પંચ," અકટોબર, ૧૯૧૩ ]

## કાનપોરમાં સુલેહનો ફરેશતો!

[ જુઓ ચીત્ર, પાનું ૮૩-૮૪ મું. ]

"શુક્ર એલાહી' અલ્લાઓતઆલા તરફનો ફરેસ્તો! ખુશ આમદીદ' ભલે પધાર' પધાર! પધાર!"

[ કાનપોરની મછલી બઝારવાળી મસજીદને લગતા બનાવો જેને પરીણામે તા॰ ૩ જી ઓગસ્ટનુ હુલ્લડ થયું હતુ અને કેટલાક મહોમેદનો મારયા જવા ઉપરાત સંખયાબંધ કેદ પકડાયા હતા, તેને લીધે હીંદી એસ્લામીઓમાં ભારે ખળભળાટ થઇ રહયો હતો તેવે વખતે આખા હીંદના એસ્લામીઓને નામદાર વાઇસરોય લોર્ડ હારડીંગે પોતાની દુરઅંદેશ અને એક રાજદ્વારીને છાજતી રાજનીતીથી જે સુલેહ અને સંતોષ પમાડયો છે તે માટે તે નામદારને ભારે માન અને શાબાશી ઘટે છે નામદાર વાઇસરોય ગયા ગુરૂવારે (તા॰ ૧૪ મી અકટોબરે) સીમલાથી ખાસ કાનપોર પધારયો હતો અને શેહેરના મુસલમાન રહેવાસીઓ તરફનું માનપત્ર સ્વીકારયું હતુ. તેનો જવાબ વાળતાં તે નામદારે મસજીદનો તોડી પાડેલો ભાગ એક આરકો ઉપર ફરી બાંધવા દેવાનું અને હુલ્લડમાં ભાગ લેવા અને તેની ઉશકેરણી કરવા માટે પકડાયલા સઘળા આરોપીઓને છોડી દેવાનુ જાહેર કરયું હતું. પોતાનું ભાષણ ખતમ કરતાં તે નામદારે જણાવયું હતું કે–"હું દીલોજાનથી આશા રાખું છુ કે મસજીદના સવાલના મેં કરેલા ફડચા અને તપાસ માટે સેશન્સમા નોંધાયલા આરોપીઓનાં છુટકારા માટે આપેલા હોકમથી માત્ર કાનપોરનાજ નહી પણ આખાં હીંદના એસ્લામીઓમાં સુલેહ અને સંતોષ ફેલાશે અને ઇલા થોડાક માસની ગમખવાર બાદ કોઇ પણ સ્વેશે તાજી રહે એવું કાંઇ પણ બનશું અને કે બીજી તરફ કોઇ તરફથી ભરવામા આવશે નહી, અને સઘળા મહોમેદનો પોતાના રાજકરતા તરફ વફાદાર રહેવા અને દેશની કાયદાપુરવક સરકારને વફાદારીભરયો ટેકો આપી કાયદો અને બંદોબસ્ત જાળવવામાં અને જે મહાન અને સુંદર ભુમીમાં આપણે વસીએ છીએ તેમાં સુલેહ, સુખ અને આબાદી રાખવામાં એકદીલીથી જોડાશે.]

[ "હીંદી પંચ," અકટોબર, ૧૯૧૩. ]

## પેહેલો પાઠ.

**[ જુઓ ચીત્ર, પાનું ૮૫ મું. ]**

**સ્વદેશી સાધવી**–બેટા, લખ, પેહેલી શીખામણની ધાત લખ, ને તે હમેશાં મનમા ગોખી રાખજે કે—"**સ્વદેશી બેન્કોએ સટો નહી કરવોજી!**"

[ "હીદી પંચ" અકટોબર, ૧૯૧૩. ]

## રસ્તા વચ્ચે ભુતનો ઓળો:

### અથવા, લક્ષ્મીની સ્વારીના મારગમાં અંધકાર'

**[ જુઓ ચીત્ર, પાનું ૮૬ મું. ]**

[ સપટેમબરનો વરસાદ નીષ્ફળ જવાથી જબલપોર જીલ્લો દુકળની અણી ઉપર આવી પડયો છે એક ખબરપત્રીના જણાવ્ય પ્રમાણે શીહોરા અને મરવારા તહસીલોમાં પાક લગભગ નીષ્ફળ ગયો છે અને ભવીષ્ય બહુ શોકાતુર દીસે છે. સંયુકત પ્રાંતો અને આઉધ માથી આલેલી ટીપણી અને તેની પુઠે આવેલા તીડોના ઉપદ્રવને લીધે પાકો નીષ્ફળ જવાના શોકાતુર સમાચાર મળયા છે વળી આ જીલાના અહ્‌વાલો ઉપરથી નેહેરોના લાભનો પુરાવો મળે છે, કેમકે નહેરોવાળા બાગોનો પાક સારી આશા આપનારો છે જયાં નહેરો નથી ત્યાના પાકો તદન નાશ પામવાની અણી ઉપર છે ]

[ "હીંદી પંચ," અકટોબર, ૧૯૧૩ ]

## હમણાનો હીંદી સીસીફસ.

**[ જુઓ ચીત્ર, પાનું ૮૭ મું ]**

**સીસીફસ** (બેંક પ્રોમોટર)-હુ શું કરૂં, સાધવીબાઇ? હું તો એને ડુંગરને મથાળે ગગડાવી લઇ જવાને મથીમથીને મથયો, પણ એ તો ધરરર કરતો પાછો હેઠેજ ધસી પડયો!

**સાધવીબાઈ**–અને મને ફીકર છે કે, હવે એને પાછો ઉપર ગગડાવી લઇ જવા માટે તુને વરસોનાં વરસો લાગશે,—અને તોપણ તું તેમ કરી શકશે કે, તે માટે તો મને શકજ છે!

[ પડી ભાગેલી બે બેંકોને લીધે સ્વદેશી બેંકો ઉપરનો પ્રજાનો વીશ્વાસ ઘણો ઢીલો પડી ગયો છે અને તે પાછો લાવવા માટે વરસો સુધી પ્રમાણીકપણે મહેનત કરવી પડશે. ]

[ 'હીંદી પંચ," અકટોબર ૧૯૧૩ ]

## દેવી અને દઇત્ય.

**[ જુઓ ચીત્ર, પાનું ૮૮ મું. ]**

નરકાસુર દઇંત સામેની દેવીની લડત કદી પુરી થતી દેખાતીજ નથી!

[ ફઇઝાબાદ ખાતે મળેલી સંયુકત પ્રાંતોની પ્રાંતીક સંસારી પરીષદ વેળાએ ન્યાતી બંધારણ હીંદુઓને એક પ્રજા તરીકે જોડવાના મારગમાં હરકતકરતા થઇ પડે છે એવો પરીષદનો ખાતરીભરયો અભીપ્રાય દરશાવનારો ઠરાવ કરવામા આવયો હતો. તે ઠરાવ મેલનારે જણાવયું હતું કે, "જયા સુધી અરયનો શુધ આરયનો હતા ત્યાં સુધી આ હાનીકારક રેવાજના તેઓ દાસ બનયા નહી હતા, પણ જયારે તેઓ પોતાની ઉંચ સ્થીતીએથી ગબડી પડી હીંદુઓ બનયા:-અને એ શબ્દનો અર્થ તો તમો જાણો છો-અને તે ગોલમનો છે-ગોલામ એટલે કોઇ પરદેશી પ્રજાના ગોલામો નહી, પણ વહેમ અને અજ્ઞાનપણાના ગોલામો—ત્યારથી નયાતી બધારણે તેઓ ઉપર કબુ મેળવયો છે. બુધીસ્તની સતા પડી ભાગતાં બ્રાહમણોએ તેની સ્થાપના કીધી હતી અને તે સાથે બ્રાહમણ દોર ચાલુ થયો હતો. પોતાનું વડપણ સંપુરણ કરવા માટે બ્રાહમણોએ નયાતીબંધારણ બહુજ સખત બનાવી દીધું હતું."]

[ "હીંદી પંચ," અકટોબર, ૧૯૧૩. ]

## કડવી ઝેર ગોળી.

**[ જુઓ ચીત્ર, પાનું ૯૦ મું. ]**

**મીયાં મોસ્લેમ (ડાક્ટર આગાખાનને)**–હકીમ સાહેબ, આ તો સઉથી કડવામા કડવી ગોળી તમે મને ગળી જવા કહો છો! મને તો એ મુદલજ ગળવા ગમતી નથી!

**ડાક્ટર આગાખાન**–ગમે કે નહી ગમે, પણ તમોને એ ગળી જવી તો પડશેજ, મીયાં! તમારા કેસપર મેં સંભાળથી વીચાર કીધો છે, અને જો તમને ગોળી પસંદ નહી હોય તો મુગા મુંગા આખ મીચીને એકદમ લોચો કરી ગરપ કરી દો!

[ હીંદની સેનટ્રલ મોસ્લીમ લીગના પ્રમુખ તરીકેનું નામદાર આગાખાને રાજીનામું આપવાથી સઘળા વરગના એસલામીઓ વચ્ચે ભારે દલગીરી ફેલાઇ છે લંડનની માસ્લીમ લીગના પ્રમુખ તરીકેના મી૦ અમીરઅલીના રાજીનામા બાબે એટલો બધો ખળભળાટ બતાવવામાં આવતો નથી ]

[ "હીદી પંચ," નવેમબર, ૧૯૧૩. ]

## જંગલી "બોયર" (ડુક્કર) ના શીકાર માટે.

**[ જુઓ ચીત્ર, પાનું ૯૧ મું. ]**

**હથીયાર ઘસનાર પંચ**–તમારા કામ માટે એ જોઇએ તેટલું ધારદાર છે, સાહેબ, એ તો તમે જયારે વાપરશો ત્યારે એની ખુબી જાણશો.

**લોર્ડ હારડીંગ**–અ—અ—હુંઅં!

[ દક્ષીણ આફ્રીકા ખાતે જઇ રહેલા હીંદીઓની ફરયાદો બાબે દાદ આપવાની ત્યાની સરકારે ના પાડલી હોવાથી, વડી ધારાસભાની આવતી બેઠક વેળાએ ખરાબનો બદલો ખરાબથી વાળવા સરખા ઉપાયો યોજવ ની ભલામણ કરવાનો ઠરાવ ઓનરેબલ મી૦ ગોખલે તરફથી રજુ કરવામા આવશે ]

[ "હીંદી પંચ," નવેમબર, ૧૯૧૩. ]

## હીંદ માતાના દરવાજા આગળ ભીક્ષુકો.

**[ જુઓ ચીત્ર, પાનુ ૯૨ મુ. ]**

**ભીક્ષુકો**–આપો, માતા, તમના બચાંઓ માટે આપો! તમના જે બચાંઓ દુરદરાજ દેશાવરમા ભારે બળ ને સતા સામે પોતાના હક અને ઇનસાફ માટે લડે છે, તે બચાંઓ માટે આપો, માતા!

**માતા**–ખુશી સાથે! મારાથી જે પણ બની શકે તેટલું બધું લેઓ! જે મારૂં છે તે મારાં બચાઓનુ પણ છે!

[ મુબઇમાં આનરેબલ મી૦ ગોખલેએ ઉભી કરેલી સાઉથ આફ્રીકન ઇંડયન કમીટીએ સત્યાગ્રહની લડત ચાલુ રાખવા માટેના ફંડને સહાયતા આપવાની અપીલ બાહર પાડી છે એવો અડસટો કહાડવામા આવયો છે કે, આવતા ચાર પાચ માસ સુધી દર મહીને સત્યગ્રહીઓ ઉપર રૂ ૭૫૦૦૦ મોકલવા જોઇશે. ]

[ "હીદી પંચ" નવેમબર, ૧૯૧૩. ]

## એક દલગીરીભરેલો દેખાવ.

**[ જુઓ ચીત્ર, પાનું ૯૩ મું. ]**

**મી૦ પંચ** દોસ્ત, આ કામ જાહેરમાં કાં કરે છે? તુને શુ ખબર નથી કે મેલાં લુગડાં તો ઘરેજ ધોવા જોઇએ?

**મીયાં અમીરઅલી**- અ—હો—અ—અ—હા,- હા, અ રૂં,—અ—અ—સાહેબ, તદન ખરૂં!

[ લંડન મોસ્લીમ લીગના પ્રમુખ તરીકે મી૦ અમીરઅલીએ આપેલા રાજીનામાથી તેમા પડેલા ભંગાણને લગતી વીગતો બાહર આવી છે. હીંદની મોસ્લીમ લીગના સેક્રેટરી મી૦ વઝીરહસનના પત્ર અને મી૦ અમીરઅલીએ તેનો વાળેલો જવાબ મી૦ અમીરઅલીએ છાપામાં પ્રગટ કરાવ્યો છે. મી૦ વઝીરહસન લખે છે કે "તમો સાથે મળીને નામદાર આગાખાન અમને જે ખાણું આપવા માગે છે તેની નેમ એવી છે કે

આપી કોમના સ્વીકારાયલા આડત્યાઓ તરીકે સરકાર તરફ મુરાદ માંનોની ખરી વળણુ કેવી છે ત વીષેનો ખુલાસા કરવાની અમને તક આપવી અને નહી કે થોડા વખતની ફતેહો માટે ડીંગ મારવી. ખાણુ વેળાએ આ મથણુ ઉખાડવાની અને સરકારની પ્રતીષ્ઠાને અડચણ આવવા દીધા વગર એક રાજદ્વારોને છાજતી કુનેહથી સઘળી ભાંજગડનો નીવેડો લાવવા માટે નામદાર વાઇસરોયનો આભાર માનવાની અમને તક મળશી, પણ અમને જો આવી તક આપવામાં નહી આવશે તો અમને અમારી નેમ બર લાવવા માટે બીજા રસ્તા શોધવા પડશે અને જાહેર તખ્તા અને છાપાનો આશરા લેવા પડશે. તેવા સંજોગોમા હીંદ ખાતે પાછાં ફરતાં લીગના સભાસદોને દલગીરી સાથે જણાવવાની મને ફરજ પડશે કે, હીંદમા કાંઈ આડુ અવળુ થયુ તો તેની દાદ મેળવવા માટે ઈંગ્લંડમા કોઇ ઉપર ભરૂસો રાખવો નકામું છ ખરેખર તો હુ સમજી શકતો નથી કે બીજના સભાસદાને મારે કેવી રીતે ખોલ્લું કરી જણાવવુ કે તેમનાં પોતાની લડનની શાખાના પ્રમુખ કોમને મદદ કરવાને તઇયાર નથી, તો જોકે તેઓને કોઇ રીતનો જોખમ ખેડવાનો કે ભોગ આપવાનો નથી. તમો જાણો છો તેમ નામદાર આગાખાનની સ્થીતી બહુ નાજુક છે, છતા મારે કહેવું જોઇએ ક અમો તરફની કાંઇ પણ સુચના વીના આ જાતનું ખાણુ આપવાની જોખમદારી લેવાને તેમન તઇયાર જોઇ અમને ખુશાલભરી અજાયબી ઉપજી હતી."]

["હીંદી પંચ," નવેમબર, ૧૯૧૩.]

## અરે! કોણ ગરીબ બીચારા હીંદીને બચાવે!

### [જુઓ ચીત્ર, પાનું ૯૪ મું.]

બોર (જંગલી ડુક્કર)—અરે હુ તો તારો પચકરોજ કહાડી નાખુંચ, શુ કંગાળ કાળા નીગર!

[ઇમીગ્રેશનને લગતા નવા કાયદાની રૂએ દક્ષીણ આફ્રીકાના હીંદીઓ ઉપર ગુજરતા હાદસાઓની ચાલતા અહવાડયામા તાર મારફતે મળેલી ખબરોથી હીંદ ડઘાઇ ગયુ છે ખાણોના નવ કમ્પાઉંડોને તુરંગમા ફેરવી નાખવામા આવ્યા છે, તેઓના મેનેજરોને ફરોગાઓનો સઘળો અધીકાર આપવામા આવ્યો છે અને ખાણોમા હડતાળ પાડી બેઠેલા સત્યાગ્રહીઓને બંધવા તરીકે ખાણોમા સખત મજુરી કરવાની ફરજ પાડવામા આવે છે. બાપીમારવાના અને જુલમ મારવાના બનાવો નોંધાયા છે આ ખબરથી સઘળા વર્ગો પ્રત્યે સત્યાગ્રહીઓની ભારે દીલસોજી ખેંચાઇ છે કલકતાના બીશપે દક્ષીણ આફ્રીકાના સંકટનીવારણ ફંડમાં રૂપીઆ ૫૦૦ ભરયા છે, જ્યારે મદ્રાસના બીશપે એ લડતને મજબુત ટેકો આપવાને હીંદી અંગ્રેજોને મજબુત અપીલ કરી છે કલકતાના બીશપ લખે છે કે, "આપણી બાદબંધ હીંદી રઇયત પ્રત્યે ભારે દીલસોજી ધરાવીને લાંબો વખત થયાં મામલો હું બારીકીથી તપાસતો આવ્યો છુ. મામલો હવે એવી હદે પહોંચ્યો છે અને ખાસ કરીને હડતાળીઆઓને કેદમા રાખવા સારૂ ખાણોને તુરંગોમાં ફેરવી નાખવા વીષેની ખબર એટલી તો ભયંકર છે કે, તમારા ભાઇબંધો સાથે જે વરતન ચલાવવામા આવે છે તે માટે અંતઃકરણપુરવક દલગીરી દરશાવ્યા વીના મારાથી રહેવાતું નથી હાલની લડતમા તેઓ તરફ હું સંપુરણ દીલસોજી ધરાવુ છુ "]

["હીંદી પંચ," નવેમબર, ૧૯૧૩]

## કરપીન કામપર નીકળેલો કંગાળ દઇત!

### [જુઓ ચીત્ર, પાનું ૯૫ મું.]

સારાં ભાગ્યે મુંબઇવાળો પોલીસમેન વીલીંગડન અને સંયુકત પ્રાંતોવાળો પોલીસમેન મેસ્ટન એ કંગાળ દઇતને તેની કરપીન ધારણામાં ઉંધો નાખવાને તઇયારજ છે.

[સંયુકત પ્રાંતોમાં દુકાળની ખરાબી સામે સર જેમ્સ મેસ્તનની સરકારે ચાંપતાં પગલાં ભરવા માંડયાં છે, જ્યારે દક્ષીણ મરાઠા પર દેશમાં સ્થીતી ચીંતા કરાવનારી થઇ પડેલી હોવાથી મુંબઇ સરકાર પણ પુર હોશયારીમાં છે. આખા સોલાપોર જીલ્લામા ગંભીર પ્રકારનો દુકાળ ચાલશે એ લગભગ ચોકસ છે. કલેકટર મી૦ ચક્રવતીએ મંગળવાર તા૦ ૧૮ મી નવેમબરે દુકાળ સંકટ નીવારણ માટે જાહેર પ્રજાએ શું પગલાં ભરવાં તે વીષે વીચાર ચલાવવાને અમલદારો અને આગેવાન પ્રજાજનોની એક સભા રીપન હોલમાં બોલાવી હતી. મી૦ નરોતમ મોરારજી ગોકળદાસ, મી૦ પરશોતમદાસ ઠાકોરદાસ અને સરવંટસ ઓફ ઈંડયા સોસાયટીવાળા મી૦ ગોપાળ દીયધર મુંબઇથી સભામા ખાસ હાજરી આપવા પધારયા હતા. ડેપ્યુટી કલેકટરો અને મામલતદારોને પણ સભામા ખાસ પધારવાની તાકીદ કરવામાં આવી હતી પ્રમુખ કલેકટરે કેટલાક અમલદારોને પોતાના તાલુકાઓની વીગતવાર સ્થીતી સભા સનમુખ રજુ કરવા જણાવ્યું હતુ તેઓએ ચોમાસાની નીશફળતા, પાણીની ભારે તંગી, નીશફળ ગયલા અને સુકાઇ જતા પાકો, ગામડયાઓની ઉઠાગરી અને ગામડાંઓ ખાલી કરવાની ધમકી વગેરે વીષે વીવેચન કરી ઢોરોના નીવારણ માટે તાકીદે પગલા ભરવાની જરૂરયાત બતાવી હતી.]

["હીંદી પંચ," નવેમબર, ૧૯૧૩]

## બસ સીધો આગળ ધસ્યો જા!

### [જુઓ ચીત્ર, પાનું ૯૬ મું.]

[દક્ષીણ આફ્રીકાના બારીક થઇ પડેલા મામલા વીષે મદ્રાસ ખાતે સોમવાર, તા૦ ૨૪ મી નવેમબરે ભાષણ કરતાં નામદાર વાઇસરોય લોર્ડ હારડીંગે જણાવયુ હતું કે—"થોડુંક થયુ દક્ષીણ આફ્રીકામાંના તમારા સ્વદેશબંધુઓએ જે કાયદાઓને તેઓ હલકું લગાડનારા અને અન્યાયી ગણે છે તે સામે શાંત અવરોધની હીલચાલ ઉપાડી લીધી છે આપણે જેઓ દુર બેઠા બેઠા તેમની એ લડત નીહાળયે છીએ, તેમને પણ તેમના એ અભીપ્રાયમાં ભાગ પડવા વીના નહી ચાલતું. તેઓએ પોતાની ધારણા મુજબ ખમવી પડનારી સઘળી સજાઓનુ બરાબર તોલ કરીને એ કાયદાઓનો ભંગ કરયો છે અને હીમત અને ધીરજથી તે માટેની સજા ખમવાને તઇયાર થયા છે આ સઘળામા હીંદની ઉંડી અને અંતઃકરણપુરવક દીલસોજી તેઓ તરફ છે અને જેઓ મારી માફક હીંદીઓ નહી હોવા છતા આ દેશના લોકો પ્રતયે દીલસોજીની લાગણી ધરાવ છે તેઓની દીલસોજી પણ તેમના તરફ ખેંચાઇ છે. પણ હમણા રસ ઉપર ચઢેલા મામલાએ બહુ ગંભીર રૂપ લીધુ છે અને જાહેર રીતે આળ મેલવામાં આવયું છે કે આ સત્યાગ્રહની લડત સામે એવા ઉપાયો કામે લગાડવામાં આવયા છે કે જે સુધરલામાં ખપવાનો દાવો કરતો કોઇ પણ દેશ એક ઘડીભર પણ સાંખી શકે નહી. આ આળનો દક્ષીણ આફ્રીકાની જોખમદાર સરકાર તરફથી વીગતવાર ઇનકાર કરવામાં આવયો છે, તો જોકે તેમ કરતાં પણ તેમને એટલું તો કબુલ રાખવું પડયુ છે કે જે ઉપરથી પોતે ભરેલાં કેટલાક પગલાંઓના સબંધમાં યુનયનની સરકારે ડહાપણભરેલી દુરઅંદેશીથી કામ લીધેલું જોવામાં નહી આવતુ "]

["હીંદી પંચ," નવેમબર, ૧૯૧૩]

## ખોલ્લા સવાલો:— જોઇયે છે તેનો ખોલ્લો જવાબ.

### [જુઓ ચીત્ર, પાનું ૯૭ મું.]

હીંદ—બેહેન બ્રીટાન્યા, મેહેરબાની કરીને તુ મને ખોલ્લે ખોલ્લો જવાબ આપશે? હું બ્રીટીશ શાહનશાહતમા એક ભાગીદાર છું કે નહી? મારા બચ્ચાઓ તે શહેનશાહતના છુટાપણું ભોગવતા શેહેરીઓ છે કે? તે શેહેનશાહતના દરેક ખુણેખુણામાં દાખલ થવાનો તેમને હક છે કે? અને જેઓ તેમના માર્ગમા અટકાવ મેળે અને બંધીઓ નાખે તેઓને તું તારો વીચાર ખોલ્લેખોલ્લા શબ્દોમાં, સ્પષ્ટપણે, સત્તાવાર રીતે અને કાંઇપણ સરોપરો રાખ્યા વગર કહેવા અને તારી શહેનશાહી સત્તાને તેઓ માન આપે એમ કરવા માગે છે કે?

[લંડન, તા૦ ૨૫ મી નવમબર—શહેનશાહતના જુદા જુદા ભાગો વચ્ચેના પરસપરના અસંતોષકારક સંબંધ ઉપર ધ્યાન ખેંચી ટીકા કરતાં લંડનનું "ધી સ્તેનડર્ડ" પત્ર જણાવે છે કે, તેઓ એક બીજા તરફ પરદેશી રાજ્યો હોય તેમ વરતે છે. એક પરદેશી રાજ્ય કરતાં પણ દક્ષીણ આફ્રીકાના હાથ ઉપર નયાય મેળવવાની હીંદ બહુ ઓછી તાકાત ધરાવે છે. એક પરદેશી રાજ્ય જે વેર વાળવા સરખા શત્રુભરયા ઈલાજો કામે લગાડી શકે તે હીંદથી લઇ શકાતા નથી. સંસ્થાનો જે એકત્ર બંધારણ માટે હજી તઇયાર નથી તે તેઓ ઉપર જબરીથી કોઇ ઠસાવવા માંગતું નથી, પણ રાજદ્વારી તેમજ કાયદા સંબંધી ઝઘડાઓનો નીકાલ લાવવા સારૂ કોઇ સામાનય વાજીંત્ર અથવા ત્રાઇબ્યુનલ તો હોવીજ જોઇએ, કેમકે તે વીના શહેનશાહતના જુદા જુદા ભાગોને શહેનશાહી સંબંધને લીધે જે સઘળા લાભો મળવા જોઇએ તે પ્રાપત કરવાનો કોઇ રસ્તો રહેતો નથી.]

["હીંદી પંચ," નવેમબર, ૧૯૧૩.]

## સડસડાટ આગળ ચાલતી બોટ.

**ચોથી જરથોસ્તી કોનફરન્સ મુંબઇ, તા૦ ૬ ઠી, ૭ મી અને ૯ મી ડીસેમ્બર, ૧૯૧૩.**

**[ જુઓ ચીત્ર, પાનું ૯૮ મું. ]**

[ચોથી જરથોસ્તી કોનફરનસની પેહેલી બેઠક ગઇ કાલે (તા૦ ૬ ઠી ડીસેમબરે) નોવેલ્ટી નાટકશાળામાં મી૦ હોરમસજી જેહાંગીર ભાભા, એમ૦ એ૦, ના પ્રમુખપણા હેઠળ કરવામા આવી હતી ]

["હીંદી પંચ," ડીસેમબર, ૧૯૧૩ ]

---

## ભટભડયે મોહડે હીંદ પોતાનું મન કહી દે છે.

**[ જુઓ ચીત્ર, પાનું ૯૯ મું. ]**

દેવી હીંદ-તમારા ઓદ્ધાની સંપુરણ મુદત સુધી મારા ઘરના કારોબારના વડા તરીકે તમોને હું રહેલા જોવા માંગું છું, અને તમોને એક દીવસ પણ વેહેલા જતા જોવા હું ઇચ્છતી નથી ! તમ સરખા ભલા, બાહોશ, દીલસોજ માણસો મને જવલેજ મલે છે, અને જ્યારે તે મલે છે ત્યારે હું તેમની એટલી તો કીમત ને કદર પીછાની શકું છું કે, તેઓ મને છોડી જવા માગે છે એ વીચારજ મને ચીંતાથી મારી નાખે છે !

લૉર્ડ હારડીંગ-બાનુ, તમો ખાતરજમા રાખજો કે હું તમોને અત્યારે તો છોડી જવાનોજ નથી, અને તમોને ચીંતા કરવાનું કંઇજ કારણ નથી !

[લૉર્ડ હારડીંગ હીંદના વાઇસરોય તરીકેના પોતાના ઓદ્ધાનું રાજીનામું આપવાનો વીચાર રાખે છે એવી ચાલતી અફવાઓને ખંડન ખાતે સતાવાર રીતે ખોટી પાડવામા આવ્યાથી હીંદી પ્રજાને ભારે સંતોષ થયો છે ]

["હીંદી પંચ," ડીસેમબર, ૧૯૧૩.]

---

## જ્યાંગાર અઝદાહના ડાચાંમાં.

**[ જુઓ ચીત્ર, પાનું ૧૦૦ મું. ]**

[સ્વદેશી બેનકો ઉપરાઉપરી પડી ભાગવાથી જે ગભરાટ બરપા થયો હતો તે ઇંડયન સ્પીસી બેનકના મેનેજીંગ ડીરેક્ટર મી૦ ચુનીલલ ડી૦ સરૈયાના મરણ પછી ડીરેક્ટરોએ તેને ફડચામા લઇ જવાની કરેલી હીલચાલ સાથે ઉચામા ઉંચી ટોચે ચહડયો છે. જાહેર પ્રજાનો વીશ્વાસ ઉઠી ગયો છે અને સ્વદેશીની આંટ ઉપર અસહ્ય ફટકો પડયો છે. જે બેનકો બહુ સધર ગણાતી આવી છે, તેમની ઉપર પણ અઠવાડમાં દરમીઆન દરોરો પડયો છે ]

["હીંદી પંચ," ડીસેમબર, ૧૯૧૩.]

---

BY APPOINTMENT TO



H. E. THE GOVERNOR OF BOMBAY.

# DEWJEE CANJEE & CO.,

## Cabinet Makers and General Merchants.



MAHARAJA'S SWING
PATENT 892-13.

Telegraph Address:

"FURNITURE" BOMBAY.

ESTABLISHED 1861.

GOLD MEDAL,

BOMBAY EXHIBITION, 1904-05.

**Show Rooms,**

**No. 6, 7, 98, 100,**

**Chuckla Street.**

**Red Show Dept.,**

**No. 19, Chuckla Street,**

BOMBAY.

Large Show of Artistic Furniture of latest Pattern Suitable for Bungalows, Hotels, Clubs, Messes, &c. Stock of large varieties of Seamless and axminister Carpets, Tapestry, Cretones of various shades and designs. Also Brass and Iron Bedsteads in large Stock.

Photos sent on application.

**Without Pressure** **Without Pressure**

# KEROSINE INCANDESCENT INVERTED LAMP

for indoor use

One size only



Without
pressure.



Weight:
Nett without
glass 5 pounds.



120 Candle
Power



Can be sent
by parcel Post.













Absolutely
odourless.



Sand glass
times heating.



No pump.



Holds abt. 3 pints.



Burns less than
1 bottle oil in 15
hours.



Price
In brass
Nickelled
complete Rs. 45



Easy to handle.

**Is readily fitted up and taken apart.**

Sole Agents:—MESSRS. J. A. KIRKBRIDE & CO.,
FORT, BOMBAY.

# PALEKAR & CO.,

IMPORTERS

OF



**GARDEN SEEDS, TOOLS AND**

**ALL GARDEN SUNDRIES.**



*Sitaram Building,*

*near Crawford Market,*

**BOMBAY.**

# મુંબઈમાં બાદશાહી ધડાકો.

**આજકાલ ઇનડીયન પ્રજાની પુરતી પસંદગી પામી ચુકી છે.**

## બાદશાહી ચહા તથા બાદશાહી કાફી.



સરવોતમ પીણુંની પટરાણી છે. એનાં વાપરનારાઓ સરવદા સંતોષ પામયા છે. એની હરીફાઇમા ઉતરનારા હરીફોને વીલે મોઢે પાછુ ફરવું પડ્યુ છે.

દરેક ચા કાફીના શોખીન કુટુંબોમા બાદશાહી ચહા કાફી આવકારદાયક થઈ પડલી છે. બાદશાહી ચહા કાફી પોતાના ઉતમ ગુણોના પ્રકાશથી સુરતીરૂપી અંધકારને હાંકી કાઢે છે. એના ગુણોનો જયોતીમય પ્રકાશ હીંદ ભુમીમા પુરતા જોશથી વીજળી માફક પ્રસરી રહયો છે એમ અમના એના વાપરનારા જાણે છે.

**એકલા બનાવનાર—એ૦ ડી૦ સાકરવાલા,**
**બાદશાહી કાફી એન્ડ ટી ડીપો,**
**મસજીદ બંદર રોડ, મુંબઈ.**

## જોહન મેરીઆ ફેરીના

ઓલતાર મારકેટ નંબર ૫૪.

## અસલ કોલનવૉટરનું કારખાનું.

અસલ સઈ નંબર ૧૧. અસલ હેનકી નંબર ૫૪.




અસલ પીચકારી નંબર ૫૮.
મોટી આઠ આનાઓ અને ચટઈનું હીંદુસ્તાનમાં દરેક દવાઈ અને ખોરાકના વેપારીઓ પાસથી મળશે
એની નકલોથી સાવચેત રહો.

## "બુલ—બુલ"

ફેસ પાઉડર, "બુલ-બુલ" હેર ઓઈલ, "બુલ-બુલ" કોસમેટીક વાપરો.
સરવેથી ઉત્તમ.




તે દરેક ઠકાણું આઠ આને નંગ મળશે.

**એજંટો:—બોમબે પરફયુમરી માર્ટ,**

**૪૭, હોરનબી રોડ, કોટ, મુંબઈ.**

સોલ એજંટસ —
મોહનલાલની કું૦—ભાજીપાલા ગલી, મુંબઈ.
જાંગીર સોરાબજી પટેલ—અકબા ગલી, મુંબઈ.

## ધી-પરફ્યુમ-ધી-સીઝન.

બનાવનારા—વા૦ રીગોડની કંપની—પેરીસ.



## સર અવસરે પ્રેઝંટ

તરીકે તમારા પીછાનવાળાને એકજ બાટલી મોકલશો તો તમારી યાદગારી હમેશા કાયમ રહેશે એવી એની ખુબી છે.

એને બદલે બળતો માલ તમને બલા મણ કરી આપે તો સાફ ના પાડજો. તે દરેક ઠેકાણે રૂ ૨॥ દીઠ છુટક મળશે.

## કમર સુધીના કાળા વાળ.

## એ સ્ત્રી જાતનું પ્રથમ ભુષણ છે.



સ્ત્રીઓની ખુબસુરતી ફકત વાળથીજ છે અને તેથી ટુંકા અને ખરી જતા વાળને વધારી મજબુત કરવા માટે ઘણી સ્ત્રીઓ તનતોડ મહેનત કરે છે એમને અમારી ખાસ ભલામણ છે કે

### પુષ્પમાળા હેઅર ઓઈલ

ના વાપરવાથી વખતના ગાનથી હરેક પ્રકારનો ગાતા દૂર થશે. આ તેલ ખરી જતા વાળને વધારે કરે છે અને વાળને નરમ રગામ જેવા સુવાળા બનાવે છે કીમત ફકત રૂ ૧) ખાત્રી માટે નમુનાના શીશી મફત બહારગામવાળાઓએ નમુના માટે ૦)૦॥ આનાની ટીકીટ મોકલવી.

**બાહેરગામના આરડરો વી૦ પો૦ થી પુરતી કાળજીથી મોકલવામાં આવે છે.**

**સોલ એજંટસ—મોહનલાલની કું૦—પરફયુમરી વીગેરેના વેપારી,**

**ભાજીપાલા ગલી, મુંબઈ.**

# નવા "રામાગ્રાફ" રેકર્ડસ

કીમત રૂ. ૨-૦-૦ દરેકના






ટરેડ મારક





**ડીસ્કમશીન રૂ. ૨૫ થી ૨૫૦.**

વધુ વીગત માટે રેકર્ડનું લીસ્ટ તથા હારમોન્યમ, બેન્ડ વાજાં વગેરેનું કેટલગ મંગાવો

**રૂ. ૨૦ થી રૂ. ૧૦૦**

તારનું ઠેકાણું "મ્યુઝીકલ."

## ટી૰ એસ૰ રામચંદર એન્ડ બ્રધર્સ,

**સરવે જાતનાં વાજીંત્રોના વેપારી,**
**કાલબાદેવી રોડ, મુંબઇ.**

---

બાબુભાઇ આણંદજીની કંપની. મીણવાળા (માંડવી) મુંબઇ

ખાત્રી માટે નમુનાઓ મુફત આપવામા આવે છે.

મેહેનત પઇસા અને વખતનો બચાવ કોપરેલ તેલની બતી કરતા ૯૦ ટકા ફાયદો.

શુધ્ધ વનસ્પતી અને ખનીજ પદારથો વીગેરેથી બનાવેલી

(ગેસની સારૂ)
**ગલાસોમાં બાળવાની**

## સુર્ય છાપ

(અજવાળા સારૂ)
**વીલાયતી જેવી.**

**૧ રૂપીઆની ૬૦ સાહાક**

# મીણ-બતીઓ.

(કાચના ગલાસો) હમારે ત્યા મળતા ગલાસો બતીથી ફુટશે નહી. (કાચના ગલાસો) તથા દરેક જાતનું **મીણ** (સફેદ પીળું વગેરે) જથાબંધ છુટક સસ્તા ભાવે મળશે. અને રંગીન ઉર વાળી **મીણબતીઓ** તેની નાની કોન્સ્ટી તેમજ ૧૦-૧૧-૧૨-૧૪-૧૬ આસની સફેદ લાંબી ટુંકી **મીણબતીઓ** તેની મોટી વોલસીટ કોન્સ્ટી, વીગેરે જથાબંધ છુટક ઓછા ભાવે મળે છે.

## બાબુભાઇ આણંદજીની કમ્પની, મીણવાળા (માંડવી) મુંબઇ.

**( મુંબઇમાં અને બાહારગામ વેચનારાઓ જોઇએ છે. )**

# WIRE NETTING DEPOT AND EXPANDED METAL MART.

ABDUL REHMAN STREET, BOMBAY.

**Well Known Kohinoor Store.**




## GULAMHUSEIN SHAIK ABDULKAYUM,

HARDWARE, GENERAL MERCHANT & CONTRACTORS.

Dealer in plain Perforated Zinc Sheets of all kinds, Expanded Metal, Asbestos, Cement, Slates and Sheets, Polished and Fencing Wire, Tin Plate, Collapsible Gate, Stoves, Hand Brand Cement, Water and Oil Paints, Varnishes, Water pump, Mill and Gin Store Supplier.

## ગુલામ હુસેન સેખ અબદુલકૈયુમ.

અબદુલ રેહેમાન સ્ત્રીટ, મુંબઈ.

---

# ધનજીશાહ મોટાભાઇ દારૂખાનાવાલા.

## એનજીનીઅરસ બીડ અને પીતલનું ઓત કામ કરનાર.



## ઑફીસ નાં૦ ૩૪૭,

## અબદુલ રેહમાન સ્ત્રીટ, મુંબઇ.

---

## કારખાનું આરથર રોડ, મુંબઇ.

બીલડીંગો માટે લોખંડના પીલરસ અને બીડની ફેનસા જાળીઓ

( Railings ), ગોળ દાદરો અને ટાંકીઓ વગેરે

## બહુજ કીફાયતે કરીએ છીએ.

## વાળ માટેનું મનોહર

# કામીનીઆ ઑઇલ.

(રજીસ્ટર્ડ)



સુંદર, તેજસ્વી, ગુચ્છદાર વાળો એ દરેક સ્ત્રીની સૌંદર્યતામાં વધારો કરે છે. આ કુદરતી બક્ષીશ સઘળી સ્ત્રીઓને એકસરખી રીતે મળેલી હોય છે, પણ તેઓ પોતાના વાળની સંભાળ બરાબર લેતા નથી તેઓના વાળ ટાખા, પાતળા, અને અરધ ખરી પડેલા હોય છે. તેઓની સૌંદર્યતામાં આ ખામી તરતજ દેખાઇ આવે છે, તો શા સારૂ તમે લઇ ચલાવી લ્યુ જોઇએ? તમો આજથીજ કામીનીઆ ઑઇલ (વાપરવાની રીત મુજબ) વાપરવું શરૂ કરો અને એક બે વાટલા પછી તમારા વાળો કેટલી હદ સુધી સુંદર થવા પામ્યા છે તે તપાસો.

## કામીનીઆ ઑઇલ

**વાળને સુંદર બનાવનારૂ ઉંચી બનાવટનું તેલ છે.**

આ તેલ ખરી પડતા વાળને અટકાવી સુંદર, તેજસ્વી અને ગુચ્છાદાર બનાવે છે કામીનીઆ ઑઇલ કેવળ સુગંધી તેલ નથી પણ તેમાં વાળના મુળને કુવત આપનારા અને મગજને તાજગી બક્ષનારા તત્વો સમાયલા છે તેથી જે સ્ત્રીઓના વાળો સારી હાલતમાં હોય તેમજ વીદ્યાર્થીઓ અને મગજ સબંધી કામ કરનારાઓ અને જેઓને મગજમાં ચાલુ દુખારો રહેતો હોય તેઓને પણ ઘણુંજ ગુણકારક થઇ પડે છે.

**તેની ઉત્તમ બનાવટ માટે માઇસોરના પ્રદરશનમાં સોનાનો ચાંદ મળ્યો છે અને બીજા સેંકડો અભીપ્રાયો મળેલા છે.**

**કી૦ બાટલી ૧ નો રૂ. ૧–૦–૦** વી૦ પી૦ ખ૦ ૦–૪–૦ જુદા.
**કી૦ બાટલી ૩ ના રૂ. ૨–૧૦–૦** વી૦ પી૦ ખ૦ ૦–૭–૦ ,,

તા૦ ક૦—કેટલાક વેપારીઓ તેઓ માલમાં વધારે નફો મળવાની આશાએ "તેઓનું તેલ 'સારૂ અને સસ્તુ' છે" એમ કહી, આપવાને કોશીશ કરે છે તો તે લેતા નહી પણ કામીનીઆ ઑઇલ માંગજો અને ખરીદતી વખતે સીલબંધ બાકસવાળી બાટલી લેજો કામીનીઆ ઑઇલ દરેક ગામમાં પ્રસીધ દુકાનદારો વેચે છે. જો તમારા ગામમાં નજદીકના દુકાનદાર પાસે ન મળે તો નીચેના પતેથી મંગાવજો.

ચાલુ જમાનાના ટેસ્ટને અનુસરતું અને



**સુગંધીથી ભરપુર**

# ઓટો—દીલબહાર

(રજીસ્ટર્ડ.)

જેની બરોબરી કરે એવું બીજું એકે સેન્ટ તથા અત્તર નથી. ફક્ત બે, ત્રણ ટીપાં રૂમાલ ઉપર અથવા કપડાં ઉપર છાટવાથી ઉત્તમ ચંબેલી અને બટ મોગરાના ફુલોની ખુશબો પ્રસરી રહે છે અને ઘણા દીવસો સુધી ખુશબો ટકી રહે છે.

દીવાળીના માંગલ્ય પ્રસંગે તમારા રૂમાલ ઉપર અને કપડા ઉપર નાંખવા માટે બીજા બળતા અજાણ્યા સેન્ટો વાપરવા કરતા ઓટો—દીલબહાર વાપરો.

ઓટો દીલબહાર—દીલને આનંદ આપનારૂં ચાલુ જમાનાના ટેસ્ટને અનુસરતું મધુર ખુશબોથી ભરેલુ **સેન્ટ** છે.

## તેનો સુગંધી કાર્ડ—જેની કીમત એક આનો છે તે મફત મંગાવી ખાત્રી કરો.

**કીમત નાની બાટલીના રૂ ૦–૮–૦.**

**વચલી બાટલીના રૂ ૦–૧૨–૦.**

**અરધા ઔંસની બાટલીના રૂ ૨–૦–૦.**

**વી૦ પી૦ ખરચ જુદો.**

સોલ–એજન્ટ:—

# ધી એંગ્લો ઇંડયન ડ્રગ એન્ડ કેમીકલ કું૦,

## નં૦ ૧૫૫, જુમામસીદ, મુંબઇ.

ટેલીગ્રાફ એડરેસ.—(ANGLOAN) એંગ્લોન, મુંબઈ.

## ઇમ્પીરીઅલ આયરન વરકસના માલેક

# અરદેશર ડી. વાડીઆની કું૦,

અમદાવાદ: **ઇજનેરો.** ૬૩, એપોલો સ્ટ્રીટ, મુંબઇ.

## સીંગલ રોયલ કોટન જીન બનાવનાર.

અમારા જીનો માટે ચાંદો મળયા છે.

એ જીનો માટે અમો દરેક ખાત્રી આપીએ છે અને ઈંગલીશ કરતાં પણ બનાવટમાં ઘણા ચઢીયાતા છે. કંપલીટ તથા છુટો દરેક સામાન મોટા સ્ટોકમાં તઇયાર રાખીએ છે.




એન્જીન, બોઇલર, લેથ વીગેરે પણ સ્ટોકમા મોટા જથામા રહે છે.

## એક વખત મંગાવવાથી હમેશ મંગાવવાનું મન થશે.

# આરોગય વટી.

બંધકુષ્ટવાળા દરદીને પેટ સાફ લાવવા માટે આ ગોળીઓ પહેલા નંબરની દવા છે. દરરોજ બે રાત્રે સુતી વખતે લેવાથી સવારે એક અથવા બે પેટ સાફ આવે છે, જયારે દરદીની જઠરાગ્ની મંદ થઇ ગયેલી હોય અને પેટ અનીયમીત રીતે આવતું હોય ત્યારે આ ગોળીઓ લેવાથી સારો ફાયદો થાય છે.

**કીંમત શીશી એકના આના ૭.**

# ખાંસીની ગોળીઓ.

આ ગોળીઓ, ખાંસી, દમ, હાફણ, ઠાલી ઉધરસ વગેરે દરદોમાં ઘણો ફાયદો કરે છે. જયારે દરદીને હાફ ચડે છે તથા દરદીથી જરાપણ મહેનત થતી નથી ત્યારે આ ગોળીઓ લેવી ફાયદાકારક છે. દમના જોરને લીધે છાતીનો થતો દુ:ખાવો આ ગોળીઓથી બંધ થાય છે.

**કીંમત શીશી એકના આના ૭.**

# સપટ કંપની,

**કાલબાદેવી રોડ-મુંબઇ.**

THE BOMBAY

# UMBRELLA MART,

Established 1898.

5, HORNBY ROW,
FORT.




SUN-SHADES, PARASOLE AND WALKING STICKS

**K. N. KOKAM,**
PROPRIETOR.

# બમનજી મંચેરજી સન્સ

# એંડ રાંદેરીઆ,

મીલ. જીન એંડ

રેલવે સ્ટોર

સપલાયરસ







અને

## જનરલ મરચંટસ,







૨૮૪. નાગદેવી સ્ત્રીટ, મુંબઇ.

# નરોતમદાસ ભાઉ

## ઝવેરીની ૬૬ વરસની જુની અને જાણીતી જામેલી વીશ્વાસુ જંગી દુકાન.

મશીન પાલીશના સોના, ચાંદી અને ઝવેરાતના મનહરણ દાગીનાની નવી શાખા

શેખ મેમણ સ્ટ્રીટ, ગણેશવાડીને નાકે, નં૦ ૨૨૦-૨૨૨, મુંબઇ.
ટેલીફોન ન૦ ૫૬૫.




**સોનાની બાંગડી, સાંકળાં, છેડા, નેકલેસ, વીંટી, બ્રેસલેટ, બટન વગેરે.**

**ભેટ આપવા લાયક ચાંદીના નકસીના ફલાવર ટી સટ, કાસકેટ વગેરે.**

☛ અમારા દરેક માલની ગેરંટી આપવામા આવે છે અને અમારે ત્યાથી ખરીદેલા સોનાના દાગીના ગમે ત્યારે ફકત મજારીના પઇસા બાદ કરી પાછા લેવામા આવે છે અને તેના પુરેપુરા દામ ચુકવવામા આવે છે. આનું નામજ ખરૂ પ્રમાણીકપણું ! આવો અને ખાત્રી કરો !

# જુના અને જાણીતા રંગ, તેલ, વારનીસ વીગેરેના વેપારી.

હમારે ત્યાં ઘેર તથા બંગલા વીગેરે બાંધકામોને લગાડવાનો રંગ, તેલ, વારનીસ વીગેરે
મોટા જથામાં ચોખ્ખો અને ખાતરીપુરવક માલ મલી શકશે.

એ ઉપરાંત હમારા પોતાની શીફારસથી વીલાયત તથા બીજા
મુખ્ય દેશોના પ્રખ્યાત કારખાનામાંથી હમારી જગજાહેર થયલી




"શેકહેન્ડ બ્રાંડ" છાપનાં રંગ, તેલ, વારનીસ
વીગેરેની તથા **"નાં૦ ૫૧૦ સુપીરીઅર વાહીટ
પેન્ટ"** મંગાવયે છીયે.




આ માલ એક વખત જેઓ વાપરે છે તેઓ એજ માલ સીવાય બીજો કોઈબી માલ વાપરતા નથી.
બહારગામના આર્ડર ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

# મી૦ અશગરઅલી તઇએબઅલી બંગાલી.

૧૪૭, રંગબજાર, જુમામસજીદ નીચે—**મુંબઇ.**

---

## જગપ્રસિદ્ધ

# સપટ લોશન.

નાજની બકસીર ત્વા છે, કપડા ઉપર દાઘ પડતો નથી, લગાડવા સાથે સુકાઈ જાય છે. ઘણું દહાડામા ફાયદા કરે છે.

કીંમત ચાર આના.

---

## ખરજવાનો

# મલમ.

આ મલમથી ખસ્પસું કે ખરજવું, ચુજવું, દીડ, દરાજ વગેરે ચામડીનાં તમામ દરદો સારાં થાય છે. ઘણું દહાડામાં ચોક્કસ ફાયદા કરે છે.

કીંમત આઠ આના.

# સપટ કંપની,

કાલબાદેવી રોડ—મુંબઇ.

---

## Motilal Moolchund & Co.

**Marble Merchants and Contractors**

MARBLE FLOORING



**LARGEST IMPORTERS OF**

**MARBLE TILES & SLABS,**

**WHITE GLAZED & OTHER TILES,**

ALSO
PORTLAND CEMENTS.

**15, Bank Street, BOMBAY.**

